# અલુક્

★

## અજિત ઠાકોર

: પ્રાપ્તિસ્થાન :

**સાહિત્ય–સંગમ**

ગોપીપુરા, સુરત

**ALUK** : collection of Gujrati poems by AJIT THAKOR.



પ્રકાશક : અજિતસિંહ ઈશ્વરસિંહ ઠાકોર
મુ. તરસાડી, પો. કોસંબા (R. S.) જિ. સુરત
પીનકોડ : ૩૯૪૧૨૦.

મુદ્રક : અરૂણ પ્રિ. પ્રેસ, બેગમપુરા, વિરમગામી મહોલ્લો, સુરત

મુખપૃષ્ઠ : છીતુભાઈ ચૌહાણ

પ્રત : ૧૦૦૦

અક્ષય તૃતિયા, વૈશાખ, ૨૦૩૭ (મે, ૧૯૮૧)

મુખ્ય વિક્રેતા : સાહિત્ય સંગમ, બાવાસીદીનો ટેકરો, ગોપીપુરા, સુરત

મૂલ્ય : બાર રૂપિયા

આભનીતરતા
ઝાડતળે હું
એઠો એઠો
પલળું...

પ્રિય 'અનિલ' ને...

you expect nothing,
only words
flowing out from the depths
like fruit among the branches.

–Pavese

Keats એ કવિતા વિશે એક અત્યન્ત સાદું છતાં મહાન સત્ય ઉચ્ચાર્યું છે : That which is creative must creat itself. પ્રકૃતિ જે રીતે જલબિન્દુ સરજે છે, ફળ સરજે છે તે રીતે કાવ્ય સરજાવું જોઈએ; છૂટા છૂટા ભાગોને ગોઠવીને આખું યન્ત્ર તૈયાર કરવામાં આવે છે, પણ ઉછીના કે પરંગપરાગત અનુભવની આજુબાજુ ચાતુરીનું નકશીકામ કરવાથી કવિતાનું નિર્માણ થઈ શકતું નથી. એ અનુભવ પોતે કવિના માનસજીવનની એક અભૂતપૂર્વ ઘટના રૂપે આવવો જોઈએ. Construction અને Creation વચ્ચેનો ભેદ કવિના મનમાં હમેશાં સ્પષ્ટ રહેવો જોઈએ. જે વ્યાપારમાં કવિની સમસ્ત ચેતના ક્રિયાશીલ નથી થઈ ગઈ હોતી તે ભાવકોને પણ એનાં સમસ્ત સહિત આકર્ષી શકે નહીં. આથી 'Participation of the total man' એ સર્જનની એક અનિવાર્ય શરત છે. એમાં દિલચોરી સહેજે ય પાલવે નહીં.

—ડૉ. સુરેશ હ. જોષી
કિંચિત્ પૃ. ૧૨૪-૧૫

## □ Problems of Poetic Language

I placed one ward beside another and finally with a great deal of effort mannged to construct a whole sentence–naturally not one that 'meant somthing' but one that was compose of wordnuances. It was the hidden meaning that I was seeking–a kind of Alchemie du verbe. One word has its meaning and another word has its own, but when they are brought together something strange happens to them: they have an in–between connotation at the same time as they retain their original individual meaning....Poetry is this very tension–filled relationship between the words, between the lines, between the meanings.

—Gunnar Ekelöf

□ ...the unity of a group of poems (the poem) is not an abstract concept to be put down in draft form, but an organic circulation of pretexts and meaning which is gradually determined in concrete form. What happens therefore is that, when the whole group is composed, its unity will not yet be evident to you and you will have to discover it by dissecting each poem separately, rearranging the poems in a different order and understanding them better.

—Cesare Pavese

# ક્રમ

ચીલા ચાલ્યા
ગામ છોડીને
ગામ ગયું ખોવાઈ....

## સવાર

૧

કપાસના હોઠો ભીંજ્યા છે લથબથ
ધૂસરતા તો ચાસ ચાસને છેટે ચાલે
કપાસની બહુ તેજ ઘ્રાણથી
નાક મહીં ટેકરીઓ તીખી ઊગે ગુંજની
ખેતરશેઢે ચોમાસાનાં ચરણચિહ્ન ભૂંસાય
સૂતેલું ગતકાળ તણું નભ મોરચીસમાં હીબકાં ભરતું
દેવચકલીઓ દૂ...ર થોર પર ચંચળ બેઠી
પંખીઓના કલરવ પરથી સવાર ખરતી
ખરતી સવાર ફાળીએ બાંધી હાળી જાય ડોલતો...

—નવેમ્બર '૭૧

## ૨

ખેતર ખેતર
ચાસ ચાસમાં ધુમ્મસટોળાં
—હાંકું
ધૂસર ધૂસર ગામટેકરી તાકે
કપાસના ભીના હોઠો પર
સૂકોભઠ પડઘાઉં
વાંકીચૂંકી સોનલ કેડી
સીમભણી આંગળીએ વળગી ખેંચે...દોડે!

અચાનક
સીમચકલીઓ ગામ તરફનો
રસ્તો લઈને ભાગે!

સવારના ભીના માંસલ સાથળ પર
મારાં ડગમગતાં ચરણોને
મારાં ગભરું પગલાંઓને
શોધું! શોધું!

—જાન્યુઆરી '૭૨

૩

ધુમ્મસ ઝાંખાં ઝાડ
વીં
ધ
તું
સૂરજપંખી
ચાંચ શેરિયે ઘસે....
મકાઈની
ભીની પત્તી પછવાડે
વાયુ
પડખું
બ દ લે ...
કેડી રડું રડું થૈ
ગામ...સીમ ફું...ફો...સે....
શેઢા વિસ્મિત વિસ્મિત તાકે....
ઉગમણે પાદર ટેકરીઓ
શીળું શીળું કંપે....
પવનના
ભીના ભીના હાથ...
સીમની
લથબથ ધાસલ છાતી...

શેરિયે ચાંચ સૂરજની ચમકે...
ધુમ્મસ
ફરી ફરી ધુમરાય...

—ફેબ્રુઆરી '૭૨

## બપોર

૧

ખૂંધી વાડો ઠેકી
વાયુ હડી કાઢતો
ડમરીઓનાં ટોળેટોળાં
ખેતર ચરતાં
મૃગજળમાં
ટેકરીઓ તરતી...ડૂબતી
ઝાડવાં
ખોબેખોબા ભરી ઉલેચે તડકો
કેટકેટલી ભ્રમણાઓને લઈ ને
રસ્તા ફરતા !
આભનીતરતા
ઝાડતળે હું
બેઠો બેઠો પલળું !

—માર્ચ '૭૨

૬

લીલી ટેકરીઓનો ભાર હવામાં....
એકલ પંખી વૃક્ષ–વૃક્ષને સાંધે
શેઢા જુએ... ભાંભરે
થોરની વાડ કશું ગણુગણે
ફાળિયે પવન અડપલાં કરે
કેડી આવે....પાછી ફરે
ખીલેબાંધ્યું ગામ
શેરીઓ મૂક
ઉંબરા અજંપ
ભીની ટેકરીઓનો ભાર હવાને...

—ઓગસ્ટ '૭૧

ભમ્મરિયા કૂવામાં
સ ર કે
સાપ....
જળની અધખૂલી આંખોમાં
લીલીછમ્મ ટેકરી
હળવે હાથ ઝબોળે
લીલનાં ફૂલ ફણાર્ણા
આછા ભીના અંધકારમાં
મ્હોરે...મ્હેકે...
પાળ પર
પીપળ સૂસવે તડકીત તડકીત
થાળ પર સૂનકારની
કેટકેટલી ષોડસી
ખીલખીલ હસતી... ફરતી...
(તડકીત પાનીઓથી
દબાય પડખું!)
ટચાક્ ટચકે બપોરટોચે પાદર
—પાદર
હાંફે...
પડખું બદલે....

—એપ્રિલ '૭૨

## સાંજ

૧

ઊડે લીરા વાદળોના નભે ને
    ચોળાય શય્યા નભની સુંવાળી
        તાકી રહ્યાં ઝાડવાં ઊર્ધ્વમુખે
દોડી રહે વાયુ અધખૂલી આંખે
    આછા સૂરો ને વચમાં કાં ડીબકાં ?
અંધારાં આવવા લાગ્યાં કોને ?

—સપ્ટેમ્બર '૭૦

## ૨

સાંજની ભૂખર નિશ્ચલ આંખોમાં પડશે પડછાયા
સખોસખ વીંઝાશે તરવાર ઘડીભર ફળિયે
ફળિયે પીળચટાં પરણો તડકાનાં ખરશે...
ઠેસે ચડશે...

ફળિયે આછા આછા અંધકાર શી સંભવનાઓ
સૂનમૂન ઘરમાં સંચરશે...

ફળિયે ભીંતોના અપલક પડછાયા
ઉજ્જડ ચહેરે ટોળે વળશે...
ફળિયે કંકુવરણો સૂનકાર ગોખેથી ખરશે...
ખરતો રહેશે...

ઉંબરા દૂ....ર દૂ....ર સૂસવશે
ફળિયું ઝીણી આંખે જોયા કરશે
હમણાં ઝાંખા ફાનસ જેવું ઘર
ઘરમાં હ ર શે...ફ ર શે....

નવેમ્બર '૭૧

# અંધારું

અંધારાનાં
પગલે પગલે
દબાય પહાડો

અંધારાના
કુચડે
કાળી વૃક્ષગુહાઓ

અંધારાની
આંખો
લખલખ તગે

અંધારાનો
ઘૂઘરિયાળો કાળમીંઢ રથ
ચોગમ દોડે

અંધારાના
ઘૂઘવ્યા જળમાં
અવાજ
તરતી ડૂબતી હોડી

અંધારાના
પડછાયા શા દીવા બાપડા
ટમટમ ટમકે

અજવાળાનો મુખવટો પહેરી
અંધારું
નગરચર્યા કરે

—સપ્ટેમ્બર '૭૮

૨૯–૬–’૭૦

ડ્રાંઉ ડ્રાઉમાં સૂરજ આખ્ખો ગરક
વૃક્ષ વૃક્ષથી નીતર્યો નીલો મોરટહુકો
ફફડાવે પાંખો નભમાં વાદળપારેવાં
પલળી ઊઠી ભીંત
ક્યાં મથતું બ્હાર નીકળવા
ગામગોંદરે પગલાંનું ધણ
કેડસમાણું ડૂબે
—તૃણને તાકે
નીંદરતું વાદળ સપનામાં
ઝબકી જાગે
ફળીમાં નમણી નમણી નદિયું ખળકે
ઘરમાં ભીને પગલે ગોકળગાય પ્રવેશે
...અળસિયું તણાતું ચાલ્યું જાય...

## મૃત્યુ

ગાવડી જેવી સીમ લીલુડી
ભાંભરે આડે બારણે ઊભી

ગોઠિયા જેવું પાદર રમાંતચાળ
પથારી સાવ ચોળાયેલ
જોઈને ડાહ્યુંડમરું આવી બેસે

એકળબેકળ શેરીઓ ગોકળગાયની માફક
માંદલા સાથળ પરથી ચાલી જાય
છાપરું જાણે માંખ
તે તપતે લમણે આવી બેસે

બાની ઓરડે થતી વાતના જેવો વા
ઘેનાયેલ નામને અમથો
અડકી ચાલ્યો જાય

શેરી વાં'ક વળે તાં' રે'તી
નમણી નમણી છોરી સરખી બારી
મારું વેંતમાં પૂરી આંગળ ઓછું આભ વીંટાળી
કા'રની ઊભી
આવું આવું થતાં હાથમાં એના
શેકી ગોટલી જેવો દન અખાડી
(લાવ, બચકું ભરી લઉં)

અરેરે ! કળતી ડા'પણડા'ળ
પથારી દડતી અધોમુખ રાખોડી કૂતરી જેવું
સહુને ઠેકે....દડે

દખણાદે પંચક વળે....

—ઑગસ્ટ '૭૫

—પુનર્લેખન ૧૪/૧૨/૭૬

## લઘુ કાવ્યો

બક ઊડે
તારા ઝુંડે
સાંજ બૂડે
ઊડે ઊડે

પારિજાતક

ફૂલ ઝરે, હું
શબ્દો ઝરતો એમ

ચૂમે વાદળી
આલિંગન દે
ડુંગર ના દેખાય

મોરપિચ્છ છે માથે
હાથે બંસરી
બાળક : કા'નો ?

સપ્ટેમ્બર '૭૮

## ગીત

આખ્ખી અવધમાં વાતો ફેલાણી કે રામજીએ સીતાજી રાખ્યાં !
આંખો ઢાળીને અમે 'રામ ! રામ !' કીધું ને સીતાએ રામજી ત્યાગ્યા !

ગૌતમ જાણે કે બસ જાણું છું હું જ પણ સીતાજી ને'તાં અજાણ,
અફ્ફા ફેલાઈ ગઈ આખ્ખી અવધમાં કે રામજીને શલ્યાનું તાણ !
આંખો ઢાળીને અમે 'રામ ! રામ !' કીધું ને રામજીએ સીતાજી રાખ્યાં !

વાતમાં ને વાતમાં અમ્મે અવધોએ સીતાનું તોડયું ધનુષ,
સીતા અકળાયાં તે હાથવગા રામજીના પડછાયા ભૂંસ એ ભૂંસ !
આખ્ખી અવધમાં વાતો ફેલાણી કે સીતાએ રામજીને ત્યાગ્યાં !

સીતાજી ધારે કે, 'વ્હેલા ઊઠીને રામ શિવજીનુ રોજ ધરે ધ્યાન,
આજકાલ કરતામાં રાવણ થઈ જાવાના રામજી યે માન કે ન માન !'
આંખો ઢાળીને અમે 'રામ ! રામ !' કીધું ને સીતાએ રામજીને ત્યાગ્યા !

રામજીએ પહેરેલા રાઘવના લીરાઓ એક એક એક કરી ત્યાગ્યા.
રામજી સીતાજીને સીતાજી રામજીને મંથરાની ફૂંક થઈ વાગ્યાં !

ગૌતમ જાણે કે બસ જાણું છું હું જ પણ સીતાનું તૂટયું ધનુષ,
અફ્ફા ફેલાઈ ગઈ અફ્ફા ફેલાઈ ગઈ અફ્ફા ફેલાઈ ગઈ :
'સીતાજી રામજીને ? રામજી સીતાજીને ? મંથરાની ફૂંક થૈ વાગ્યા ?'

—૧૬-૪-'૭૬

પત્થર તરશે તો શું કરશું ?
સીતા મળશે તો શું કરશું ?
પરપોટાતા ઉંબરમાં કો'—
પાછું ફરશે તો શું કરશું ?

—સપ્ટેમ્બર '૭૩

## મૃત્યુ

૧

....ને ફળીની વેલ ઝૂકી જાય નૈં
ને પરિચયની કળી ડોકાય નૈં

બાળપણ આવ્યું પગેરું કાઢતું
પણ સમયનો ઉંબરો ઠેકાય નૈં

ભીંત પરથી કો' ઉતારી લો મને
ઉંમરોનો ભાર તો ટોકાય નૈં

નીકળી પડવું હતું ખેતર ભણી
રક્તધુમ્મસ તો કદી વિખરાય નૈં

પાતળી કેડી ઊભી રૈ ભાંભરે
મુઠ્ઠીઓની બ્હાર પણ નીકળાય નૈં

આવ! મારા ઘર તને ચૂંટી ખણું
સાવ ખાલી હાથ તો નીકળાય નૈં

૨

ટેકરીઓ મૌનની ખોદાઈ ગૈ
શબ્દની ચપટી હવા ફેલાઈ ગૈ
આયનાના હાથ ફેલાતા રહ્યા
ઓરડાની શૂન્યતા ભીંસાઈ ગૈ
ઉંબરો ખોદી રહ્યો કાળો સમય
નવસેં નવ્વાણું નદી સૂકાઈ ગૈ
ટોડલે રામણ રડે મધરાતથી
ટેકરી સીંદુરીઆ તરડાઈ ગૈ
બંધ ઘરમાં ભીંત સૌ વાતે વળી
ને છબિને વાત કૈં સમજાઇ ગૈ

## ઘર

બારી–બારણાંઓ જાણે ખીકાળવા દર
ફળિયામાં ડચૂરાતી આંખ સમું ઘર
આસો ઉજમાળી પીઠે કરે હરફર
તૂટતું બંધાતું લાગે અંધારાનું ઘર
બબડતી શેરીઓની અવરજવર
પડછાયા દીઝી રહે, થાકયું પાકયું ઘર
પાળિયાની પૂંઠ લગ સીમ ખળખળ
તાકી રહે ચળકતા જાળા સમું ઘર
સૂરજ તો કાગડાની ચમકતી ચાંચ
લથડતો મોભ, ભીંતપીઠે કળતર
સમયની પાછા પગે અવરજવર
ફળિયાની કપાયેલ હથેળી શું ઘર

—ઑક્ટોબર '૭૭

## ઘરમાં

બારી–બારણાં બંધ કરીએ
સંતાતાં ફરતાં–ને મળીએ
ઘરમાં અહિંયાં તહિંયાં ફરીએ
ઘર આખું આપણુથી ભરીએ
ભીંતોમાં ઊંડે ઊતરીએ
ઘરનો આખો ચહેરો કળીએ
વહી નીકળ્યો શેરીમાં શેં ?
'શું છે ?' કરતાં બ્હાર નીકળીએ
ઘૂવડના નખ જેવા હેન્ગર
નામોનાં માદળિયાં ભરીએ
ભીંતો શેરી વાતે વળશે....
લાવ, જરા ખોંખારો કરીએ

—નવેમ્બર '૭૩

## સાંજ

૧

રાતી સૂરજડાળ લળે રે!
નમણી નમણી સાંજ ઢળે રે!
સૂના રસ્તા સૂની શેરી—
કો'ક અજાણે ગામ વળે રે!
સૂનકારનો સૂસવે વાયુ—
ટ...પ્ કોલાહલપાંદ ખરે રે!
અંગેઅંગે મૌન ઝરે રે!
અક્ષરિયો માણસ પલળે રે!
અવગતિયા પૂર્વજ શો વાયુ
બરડે ટાઢે હાથ અડે રે!
ફાનસિયા અર્થો ઝાલીને
શબ્દો શેરીમાં નીકળે રે!
અંકાશી આંખો ઊઘડે રે!
શામળ ગોરી ફેર ફરે રે!

—માર્ચ '૭૮

૨

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
શબ્દવેલ અર્થભીંતે ચડી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
કાગળે ટેકરી અવતરી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
આશ પર્વતનદી શી દડી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
રે ! હથેળીમાં ડમરી ચડી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
બંધ ઘર, બારી એક્કે મળી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
કૂખ ભીંતકન્યકાની ફળી પણ નહીં.

—માર્ચ '૭૮

## એક

એક ઉંબરે ઢળી ગયો
એક ભીંતને તરી ગયો

એકનો અવાજ સાંભળી-
એક બીકથી મરી ગયો

એકની કમળહથેળી પર
એક કેવડો લળી ગયો

એકથી ન થૈ શકયું કશું-
એક ભીંત ખોતરી ગયો

એકને રસ્તો મળ્યો નહીં-
એક ટેકરી ચડી ગયો

એક દર્પણે ભળી ગયો
એક દર્પણો ગળી ગયો

—જાન્યુઆરી '૭૧

## અજંપ

આંખ ઢાળીને પવન ડગલાં ભરે
વ્યોમમાં આ ચંદ્રનો ટુકડો તરે
શેરીનો સૂનકાર જળવાઈ ગયો
કૂતરું, લ્યો પાછું મોં નીચું કરે
સૂર્ય ઊગે કોઈના નભમાં, અને
પંખીઓ તો પાંખ ફફડાવ્યા કરે
બંધ ઘર કીધું અનુભૂતિ તણું
ઉંબરે શબ્દોના નવશિશુ રડે
કરચળીઓ રોજ વધતી જાય છે–
આપણા ચ્હેરાઓ ન્હોરાયા કરે

—માર્ચ '૬૯

અંધારું ઓઢી ફરવાનું
સૂરજથી શું થઈ શકવાનું !
ભીંતોને ગણતા રે'વાનું
એક અવાચક ઉંબરવાનું !
ઘટનાઓના સૂના ઘરમાં–
દર્પણયું હરવા–ફરવાનું !
શેરી–વચ્ચે સાપલિસોટા
ઘરમાં લીલાકાચ થવાનું !
ઉંબર તૂટચો રસ્તાપૂરે
ફીકી જાંઘો ! પલળાવાનું !

—ઓક્ટોબર ૭૩

## આસ્ફાલ્ટની ટેકરીઓ

લીલુંછમ ચીતરામણ કરીએં
શે'ર ગમી લો ! પાછા વળીએં

આસ્ફાલ્ટની ટેકરીઓ પર–
ચાલો દોટમદોટા કરીએં

ચરણો ચાલ્યાં જાય બધેબધ
આંખોની ભીડોમાં ફરીએં

કેટકેટલા ઉજ્જડ ચ્હેરા
કેટકેટલી આંખો તરીએં

ભીંતો આગળ, પાછળ ભીંતો
સંબંધોની વાતો કરીએં

કો'ક અજાણ્યું સામે આવે
ઝટપટ સ્મિતપહાડે ચડીએં

શેરીનાકે આવી પૂગ્યા–
ભીંતોનો સંગાથ કરીએં

આજે ભીની ભીની ભીંતો...
સંભાળો ! ગાંડા ના ઠરીએં !

—નવેમ્બર '૭૩

'નથી'નું આવરણ છું
હું મૃગજળ છું, હરણ છું
ન થંભે ઊંટપગલાં
સૂસવતું ભાગ્યરણ છું
સતત પગલાંવિહોણી—
ગતિ કરતાં ચરણ છું
ડસી ગૈ સ્તબ્ધ આંખો
વિખેરાતું વલણ છું
નમેલી પાંપણોનું—
ટપકતું આચરણ છું
પથારી સાવ લથબથ—
પણે ટહૂકયાં ચરણ છું
વહી નીકળ્યો છું ઘરમાં
ટપકતું એક જણ છું

—ઑકટોબર '૭૩

વરસાદ આજ મારમાર ધારણાબહાર
ને લાગણીઓ બેસુમાર ધારણાબહાર

ધાસલ હથેળી નેજવે મંડાયેલી રહી
પહોંચી ચૂકયો છું કૈંક વાર ધારણાબહાર

દિવાલ ઓરડાની હશે ફરફરી રહી
તરણું હવે ઊગ્યાની વાર ધારણાબહાર

નીકળી પડું છું ભૂખરા ગમગીન ઘરબહાર
પગમાં વીંટાઈ જાય તાર ધારણાબહાર

કો' ફૂલ રોજરોજ મૂકી જાય ઉંબરે–
ને ઉંબરાનો વધતો ભાર ધારણાબહાર

—ઓગસ્ટ '૭૭

અક્ષરોમાં અર્થ થઈ ઠરતો રહું
શબ્દપોલાણોમાં ખળભળતો રહું
સંભવોના સૂર્ય ચીતરતો રહું
રાતને નિષ્પર્ણ હું કરતો રહું
થાકનો ઢગલો થઈ ફસડાય સાંજ
નામ તારું થૈને સળવળતો રહું
શ્વાસટોળું નાનમાં પાછું ફર્યું
ક્યાં...ક દૃષ્ટિપાર હું વળતો રહું
એક બીજા સૂર્યને માટે ફરી
મૌનઅંધારામાં ઓગળતો રહું

—ફેબ્રુઆરી '૭૨

હાથ ઊંચો થાય તેથી શું વળે
ટેકરી મેદાનમાં જઈ ઓગળે...

ભીંત નતમસ્તક થઈ ઊભી રહે–
સૌ છબિઓ ધીરે ધીરે ઊતરે...

હું જ ઉંબરમાં પહેરણ પહેરવા–
સીમ ઉંબરમાં ઊભી રૈ ઝાંઝરે...

લોકટોળાંમાં ફરું અફવા સમો
સંશયોનું ટોળું મારામાં ફરે....

—ઓકટોબર '૭૦

પાંપણની પછવાડે જઈએ
આંખોના અજવાળે જઈએ

શબ્દોના સરવર છલકાયાં —
અર્થોના ઓવારે જઈએ

અર્થઘટનની તત્સમ્ કેડી—
ઘટનાઓના ઢાળે જઈએ

કો' લીલેરી ડાળે જઈએ
કરસંપુટ શા માળે જઈએ

કરોળિયાના જાળા શું ઘર
જઈએ તોયે ક્યાં રે! જઈએ

— ડિસેમ્બર '૭૭

શાંત કોલાહલ હવે ઊભરાય છે!
ચેતનાને શૂન્યતા બસ ખાય છે!
પહાડ પરથી ચીસ મેં પાડી, અને—
ટેકરીઓ સામસામી ધાય છે!
આ દિવસનો ચોર ચાલ્યો જાય છે!
તારલાઓ ચોતરફથી ધાય છે!
એમના ગાલે પડ્યું ખંજન, અને—
ચંદ્ર જાણે એમનું મુખ થાય છે!
ઓષ્ઠ બીડેલા અને પાંપણ ઢળ્યાં
આ પવનને શું થયું કે વાય છે!
આયનાના હાથ ઊંચા થઈ ગયા—
'હું' મને સ્વપ્નામાં મળતો જાય છે!

—ફેબ્રુઆરી '૬૯

કેટલી છે સૌમ્ય ને કોમળ હવા
'એ' રહે મૂગા તો લાગે બોલવા !

ઉંબરે આવીને ઘર અટકી ગયું
ને મુસાફર કોઈ લાગે છે જવા !

ફૂલ–પત્થર મંદિરે ભેગાં મળ્યાં
લો ! જુઓ શ્રદ્ધાનાં રૂપો નિતનવાં !

નીકળ્યાં ધણ સ્વપ્નનું સાથે લઈ
ડૂબતા સૂરજને તારા મૂકવા !

એક સૂરજ ઊગવા માંડ્યો, અને—
કેટલી છાયા ફરે ચણ લઈ જવા !

ઓઠ કંપ્યા ને ચડ્યાં ઊંચાં ભવાં
પર્વતો વર્ષાથી લાગે ડોલવા !

ઝંખના લીલા વનો થૈ વિસ્તરી
પાંપણો કોયલ બની ગૈ ટહૂકવા !

—સપ્ટેમ્બર '૭૦

એક બીજા સૂર્યને માટે ફરી
મૌનઅંધારામાં ઓગળતો રહું....

## ઘર

### ૧

ચાલ્યા જતા ઊંટની પીઠ જેવું બદામી
આકાશ સાંજનું
સાંજનું આકાશ માથે લઈ
પડછાયા જેવાં ઝાડવાં ચૂપચાપ ઊભાં ઊભાં
કાળામસ હોઠે આંગળી મૂકી
ઇશારા કરે ભીનેવાન શેરીને
શેરી પંજા પર ઊભી ઊભી ડોકિયાં કરે
વરંડા પાછળથી
ઉંબર જુએ અનિમેષ
પીઠી ચોળી આથમણી દિશ ને
તરકિત અંધકાર અજગર શો
વરંડાની ખૂંધી ભીંતોને ગળે
ધી
મે
ધી
મે

બારણાં હસતા બ્રહ્મરાક્ષસના વક્રદંત
ઓકળી સાથે પંજા ઘસતું ઘસતું
ઘર
પાછું ફરે
ખૂણાઓની યૌનગંધી દિશા તરફ
ફરી એક વાર...

—નવેમ્બર '૭૪

૨

ઘરની જલતરંગ સમી પ્રત્યેક ઓકળી
દિવાલમાં પલટાઈ ગઈ છે.
લક્ષ્મણ–સીતા–રામ હવા આવવા જવા માટેની
બંધ બારીમાં ફેરવાઈ ગયા છે.
રોહિતના
એક જ દંશે
ચરણોમાં ખોડાયેલા ઉંબરા
આદિ કાળના વાદળો થઈ ગયા છે.
આંગણપીપળો
એક સોમવતી અમાસે
સીતાએ ભળભાંખરે વીંટાળેલા દોરામાં ને દોરામાં રુંધાઇને
ક્યારે સૂકાઈ ગયો તેનો પણ ખ્યાલ રહ્યો નહીં.
ઘરમાં વસતા પાંચ–સાત સતિયા માણસો
ફળિયાના ધૂરકતા અધભૂખ્યાં કુરકુરિયાંઓની જેમ
પૂર્વજસોંપ્યા દાળચોંટયા ઊંધા વાટકા જેવા ઘરને
ને
અહીંતહીં ફંગોળેલા કટકી રોટલા જેવાં ખેતરોને
ડાંફાં મારી રહ્યા છે.
નળિયાંને સ્થાને
મલિન ધરાદાઓ, કુશંકાઓ, ઘૃણાઓ
ગોઠવાઈ ગયાં છે.
પ્રત્યેક વ્યક્તિના મેરુદંડ કકડે છે.
બધાં જ
પવન આવે તો
સૂરજ ઊગે તો–ની ચિંતામાં પડયા છે.
શિયાળાની રાતે મારા ઉચ્છિષ્ટ દાદા જેવું ઘર
રે રે ! એકલા મને જ જાણે કે જોયા કરે છે…

—૧૨/૩/૭૫

૩

ફંટાતા રસ્તાઓ
ધૂળીભર
ઊનાં ઊનાં આંસુઓમાં
રુંધાઈ ગયા છે
કળભળભુસ થતા
તણુચાર જણ
ઊંબરો ઓળંગી
ઓકળિયાળા ઓટલાના
પગથિયાંની ધારે
જળાઈ ગયા છે
ઝળઝળિયાળા મોભે
ડૂસકાં ભળતી
ર'ઈ સ'ઈ
ભીંતોના ખભે
માથું ઢાળી દીધું છે
છેક કાલ રાત લગી
દીપાવલીથી
અહુ અહુ થતું
ખોબા જેઉં આ ઉજમાળું ઘર
છેક કાલ રાતથી જ જાણે
ઉલેચાઈ ર'યું છે...

૪/૧૧/૭૯

૪

આ—
લથડતોબબડતોલબડતો વરસાદ
આ—
ચગળતુંબબડતુંખખડતું ઘર
આ—
પલળતીદદડતીતતડતીસબડતી શેરી
આ—
લંગડાતોસૂસવાતોચૂંચવાતો ઉંબર
આ—
ભીંજાતીલજાતીહૂંફાતીસુખાતી ભીંતો
ને
અળઘો ખૂંપીગયેલોખૂટીગયેલોછૂટીગયેલો
હવાયેલોભજવાયેલોલજવાયેલોલૂંટાયેલો
હું.

ડર છે :
આ લથડતોબબડતોલબડતો વરસાદ
આ ભીંજાતીલજાતીહૂંફાતીસુખાતી ભીંતોને
ભીંજાવ્યાલજાવ્યાહૂંફાવ્યાસુખાવ્યા કરશે
ને
ખૂંપેલાખૂંટેલાછૂટેલા હવાયેલા ભજવાયેલાલજવાયેલાલૂંટાયેલા
મને

ફરીફરીફરીફરીફરી
એના પેલા ભીંજાયેલાહૂંફાયેલા લીલકંચ નખોમાં–હોઠો પર ધફફેલ્યા કરશે...
ત્યારે
આ...પેલી
.............સબડતી શેરી
પેલું...
.............ખખડતું ઘર
પેલ્લો...
............ચૂંચવાતો ઉંબર
ખખડતીફફડતીગરતીતરતી પાંપણો વીંઝ્યા કરશે
આજુબાજુ ફર્યા કરશે...
શુ શું ધર્યા કરશે....!
કયાં કર્યા ચડયા કરશે...?!
બાપ રે !

—૧૭/૭/૭૩

## સીમમાંથી પાછા ફરતાં ફરતાં કવિને

ઉર્ફે

## એક ભીંતસૂક્ત

### ૫

તથાસ્તુ !
ગામ તને પાદર લગણ આવો ભેટવા
શેરીઓ લીલકંચા તને
હેરવી ફેરવી રોળવી કરી નાંખો ભૂરોભટ
ઉંબરદેવતા
તારા તણખલા જેવા પગોને
તારી તળાવડી જેવી આંખોને
તારા પવને ભરાયેલા વિસ્મયને
    તારા તને
ઓળંગો સાત વખત સાત સાત વખત ઓળંગો ભૂંડા તમને
સાત્તે વખત
તારું તણખલું
તારી તળાવડી
તારો તું
ડહોળાવ થોડું થોડું
જરી જરી થાવ ઓછું...
ધીરે ધીરે ખરી જાવ
હે દુષ્ટતત્ત્વો !
તમે એક ભીંતાળા માણસને શા માટે કરો છો હેરાન ?
એ ભીંતાળો છે
ઝાંખરિયાઓ !
'ભ'ની ભીડ સમા ભોળાનો
કેડો છોડો દુષ્ટો !
ઘરમાં પેસ હવે ભીંતાળા !
નમસ્કાર કર ભીંતમાતાને
હાજરાહજૂર છે મા ભીંત તું તો
મા ભીંતની વાત જ જુદી છે ભાવિકો !
મા ભીંતના માથે છે કેૈં લક્કડિયા આકાશ ભક્તો !
અંદર આવ ભોળા !

બારી–બારણું બંધ કર
મા ભીંતને પરસંન કર
સાત સાત દીવા ધર
ફર
સાત ફેરા ફર મા ભીંતની પૂંઠે
બસ કર બસ કર
હે મા ભીંત!
આ તો ભોળો છે
ને તમે કુહાડી ફેરવતા ચ રા ચ ર ને....
હે મા ખમ્મા તમને ખમ્મા હે મા ખૂણાળાં!
હે મા ખમ્મા તમને ખમ્મા હે મા કુંવારાં!
માજી અમે તો નાનરા ને તમે મોટડા!
હે ઘરખૂણાઓ!
હે મચ્છર માખોવાળા!
હે ઝીણી આંખોવાળા!
હે અંધારા ભેજાળા!
મા ભીતપૂંઠે ફરનારા!
મા ભીંતને સેવણહારા!
હે ઘરખૂણાઓ!
આ તો ભોળો છે....આ તો ભોળો છે...આ તો ભોળો છે...
તમને અંધારાની આણ હે ઘરખૂણાઓ!
આ ભોળાના પગમાંથી તરણું કાઢો હે ઘરખૂણાઓ!
આ ભોળાની આંખોનાં પાણી વાળો હે ઘરખૂણાઓ!
આ ભોળાના વિસ્મયને બાફે મારો હે ઘરખૂણાઓ!
'ભ'ની ભીડ ભરો ભોળામાં દેવો!
'ભ'ની ભીડે ભોળો મારો દેવો!
ભાવે ભજશે આખ્ખો ભવ
'ભ'થી ભરચક ભોળો ભૂરું તમને
હે ભૂખરિયા દેવો!

—જુલાઈ '૭૩

૬

હું અહીં
પથારીમાં પડખાં ઘસું છું
ને
સામેનો લીમડો
કેવું ફાઈન ઝૂલે છે !

ઘરમાં તો બધું છે...

આ મહિને જ રેડિયો લીધો
આવતા મહિને પંખો લેવાનો છું
ગયા મહિને એમ તો
એ મોટો અરીસો પણ લાવેલી
( ખાસ્સો સરતો હતો નૈં ? )
એમ તો ગયા વર્ષે
કૂકર પણ લીધેલું
ઍર્લામકલોક પણ
ને
હમણાં સૂતો છું એ કૉટ...

લો !
ઘરને તો મહિને મહિને
નવી નવી કૂપળો ફૂંટતી જાય છે ને કૈં...!
તો પછી
હું જ કેમ મને...

—માર્ચ '૭૮

૭

રસ્તા પર ખડકાતો જતો માણસ
રાતદિવસ ઉલેચાતા જતાં મકાનોને
તાકયા કરશે...
સંબંધો, વ્યવસાયો, રોકાણો ને શોખોને
પકડી પાડવા મથતો માણસ
શકય છે કે
રાફડામાં ઊંધે માથે ઝંપલાવે
પણ
રંગબેરંગી રસ્તાઓ તો
તેના પતંગિયા જેવા પગોને
ખેંચતા જ રહેશે....ખેંચતા જ રહેશે...
મકાનોમાં સપડાઈ ગયેલો માણસ
ખૂંધી ભીંતોના વાંસા સાથે
પીઠ ઘસી-ફરી ઘસી
નીકળી પડશે રસ્તા પર !

ડિસેમ્બર'૭૨

## ૮

સવારે
આ ઘર
પ્રગટ થયેલા દેવનું મસ્તક ભાસે
સાંજે
ભોંમાંથી ફૂટી નીકળેલા રાખસનું માથું

રોજ સવારે
ચીંધેલી કૃષ્ણ-અંગૂલી શા રસ્તા પર
મંત્રશક્તિથી ભર્યો ભર્યો નીકળી પડું
રોજ સાંજે
રાક્ષસની લપકતી જિહ્વા જેવા રાખોડી રસ્તેથી
ગંદી ગાળ જેવો પાછો ફરું

સવારે જાગું
માની ગોદમાં ગોટમોટ શિશુ શો
રાતે ઢળી પડું
ત્રસ્ત સમૂઢ ભક્ષ્યની જેમ

તપ્ત બપોરે ક્યારેક
પામું એકાદ બોધિસત્ત્વ પળ વિપળ
ધરાસુરનો વધ કરવા થઈ જાઉં ઉદ્યત
ધરું સુદર્શન
કળાય એવું દેવાસુર મુખ

દેવમુખ બચાવી લેવા જઉં
જોઉં તો
અદૃશ્ય થતું જણાય સુદર્શન
સરકી જતું જણાય ક્ષણમીન...

જોયા કરું ..

# મૃત્યુ

## ૧

## મધરાતે

એક ડોશી
રાતે અઢીક વાગે
હાથમાં ઝાંખું ફાનસ લઈ
ફળીમાંથી થાય છે પસાર.

એના જીંથરવીંથર (ઊડતા) વાળ સમારવા
એ જે ઘર સામે
મૂકે ફાનસ
સવારે
તે ઘરમાંથી ઓછું થાય એક "માણસ".

સાંભળ્યું છે :
એને ઝાંપો ઠેકતી જોતાં
ગામ આખાનાં કૂતરાં રડી ઊઠે છે....
હું જાગી ગયો છું...

મારા પલંગ તળેથી ઊભરાતો
અંધકાર
કદાચ એક ઝાંખા ઝાંખા ફાનસમાં
પલટાઈ રહ્યો છે....
હું ચાદર ખેંચું છું
ફળીનો વાંસો પોલો જણાય...
સૂસવતો લાગે...

પાંપણના એક વાળ પર ધ્રૂજતો ઊભો છું
ઘુઘવે છે ફેનિલ દરિયો
પાંપણો પાછળ
તરે છે હૂ...ર
એક ઝાંખું ઝાંખું ફાનસ...

—જાન્યુઆરી '૭૨

## તાવ

૨

પરાળમાં પડી રહેલા પાકાપચ ફળની જેમ અંદરથી તો છેક જ ફદફદી ગયો છું...
મનમાંથી કાલ સાંજનું જ કશુંક મૂળસોતું ઉપડી ગયું છે....
અત્તારે ય જાણે મારાથી દશ આંગળ આઘો સૂનો હોઉં એવું થયા કરે છે....
સાલું પગમાં ય કોન્જાણે કા'રનું કશુંક પીગળી પીગળીને રેલાયા કરે છે....
ગળતા ધરતી જેમ પથારીમાં બધેબધ ટપક્યા કરું છું...
આજે તો આખ્ખો દા'ડો
આ આંખો ય આથમણી દિશા ભણી ઊઘડેલી બારી જેવી લાગ્યા કરે છે...
ને આ કાનમાં ધુધવ્યા કરે છે તપખીરિયો સૂનકાર
ને આ અમળાતો અફળાતો ધસ્યો મસ્તિષ્કમાં
પરોંચ્યો તાળવે તપખીરિયો સૂનકાર
ને આ તાળવું ભેદી નીકળી ગયો......ઓહ !
લો ! આ તો કે'વું પડે ભૈ....!
હથેળીમાંથી ખરી પડી એક કાળી કીડી ચત્તીપાટ...પથારીમાં...
પથારીના આ ઝીણા ઝીણા ટચૂકડા પગ
ઓહ ! કેવા તો સ ળ વ ળ સ ળ વ ળ...

—માર્ચ '૭૯

# સ્થિતિ

## ૩

પાદર
ઢોળાઈ ગયું પથારીમાં....
ઉંબરસુડા ઊડી ગયા
ભૂખરી ટેકરીઓ
વીંધી ગૈ
ભાંભરતી સીમ
ધસી આવી ઘરમાં
કાળોતરી શેરી
ઘર
ઊભું છે
ભીંતોને બાથમાં લૈ
બીડાઈ ગયેલી મુઠ્ઠીઓમાં !

—નવેમ્બર '૭૨

## શેરી

### ૪

અત્તાર લગી
ગામના ઘરેઘરની બારસાકે
આસોપાલોના તોરણની જેમ ઝૂલતી
આ શેરી
અત્તારે
કશુંક ગળી ગયેલી સાપણની જેમ પડી છે
એનું ફૂલેલું પેટ વારેવારે થરકા કરે છે
એની ચોફેર ઘરો
કાંણે ગર્યાં હોય એમ
માથેમોંએ કાળુંમેશ કપડું ઓઢી
ફાનસિયા આંખો ઢાળી
ઉકળા બેઠા છે
ઘડી પહેલા કાળી રીમીનમાં ફરફરતું ગૂંથાતું
સામેનું આ ઘર
શેરીના મોંમાં ખબવાઇ પડ્યું છે
આમ જ
શેરીની ચોફેર ટોળે વળીને બેઠેલાં
આ ઘરો
શેરીના મોંમાં ખલવાઈ પડે છે કોઇ ને કોઈ વાર
ને તો ય
કૂખ ફરકવાની મંછામાં ને મંછામાં
ગુમસુમ બેસી રહે છે
પણ આ શેરી તો
આ અંધારામાં
કદાચ બધાની નજર ચૂકવી
કાંચળી ઉતારીને સરકી જશે
ને કાલ પ્હો ફાટ્ટા તો
આ બેબાકળાં ઘરોને
આમતેમ હલ્યા કરતી કાંચળી જ જોવા મળશે...

જાણું છું કે
થોડા દા'ડામાં તો આ શેરી
ગામના ઘરેઘરની ભીંતોએ
મોગરવેલની જેમ
ચઢી ગઈ હશે...
પણ અત્તારે તો બસ
મને એનું ફૂલેલું પેટ જ
થરકા કરતું દેખાયા કરે છે...

૧૦/૪/૮૦

## શહેર

૧

રસ્તાઓના શહેરમાં
રસ્તાની આજુબાજુનાં
એકાદ ફૂટ અદ્ધર વૃક્ષો
કશુંક અજાણ્યું ગાયા કરે...
રસ્તાઓની નિશ્ચેષ્ટ છાતી પરથી
રસ્તાઓ જેવું કશુંક પસાર થયા કરે...
રસ્તાઓ ગલીઓમાં આવે-જાય ચૂપચાપ...
બહાર નીકળવાનો રસ્તો
પૂછ્યા કરું છું રસ્તાઓને—
એકાદ ફૂટ અદ્ધર વૃક્ષો
કશુંક અજાણ્યું ગાયા કરે છે
કયારનાં..!

—જાન્યુઆરી '૭૧

૨

સાથળો પર લાલ–લીલી બત્તી
સળગ્યા કરે છે
પીળી આંખો
તાક્યા કરે છે
ત્વચામાંથી પાતાળસુંદરીઓ
ઝર્યા કરે છે
રખડતો રખડતો કેટલેક આવ્યો ?
પલળી ગયો છું...
આ મરક્યૂરી કેશકલાપ
ધડકવું ખટ્‌ખટાક...ખટ્‌....ખટાક...ખટ્‌...ખટાક...
બીના સાથળો પર કશુંક સળગે ?
પલળી ગયો છું....

—સપ્ટેમ્બર '૭૧

## કોણ ?

સમજના હર્યાંભર્યાં મેદાનોને
કોણે ખળભળાવી મૂકયાં છે પવન થૈને ?
લાગણીની ટેકરીઓ પર
ભીના ભીના ડગ કોણ માંડી રહ્યું છે ?
સંબંધોના અરીસામાં
ટગર ટગર કયારનું યે જોઈ રહ્યું છે કોણ ?
હું શોધી રહ્યો છું તેને
જે મારી કાયાને અદ્ધર કરી રહ્યું છે મારી પૃથ્વીથી ?

—સપ્ટેમ્બર '૭૦

૨

ઉદાસ આકાશતળે હું ઊભો છું
દિશાઓની અસ્તવ્યસ્તતા
અને
રસ્તાઓની દૂરતા
મને ક્યાંય જવા નહીં દે
તારા નામ પાસે પણ નહીં !

—માર્ચ '૭૨

૩

આપણે ગામો છોડીને ચાલી નીકળ્યા
ગામોની તે તરફ આપણે પહોંચ્યા ગામોમાં
આપણે રસ્તાઓ ફગાવીને ચાલ્યા
રસ્તાઓની તે તરફ આપણામાંથી જ ફૂટ્યા રસ્તાઓ
આપણે ટેકરીઓ પડખે મૂકીને ચાલ્યા
ટેકરીઓની તે તરફ આપણને આંતર્યા ટેકરીઓએ
આપણે ઘરો વાસીને ચાવી ફંગોળીને નીકળી પડ્યા
ઘરોની તે તરફ આપણી સામે ખૂલ્યાં કેવળ ઘરો
આપણે માણસો–સંબંધોને છોડીને ભાગ્યા
માણસો અને સંબંધોની તે તરફ
વાટ જોઈને ઊભા હતા માણસો–સંબંધો
આપણે ગયા
આ તરફથી તે તરફ
તો
તે તરફ તો બધું જ તે–નું તે
આજે
તું ચાલી નીકળી છે મારી તે તરફ
આજે
હું ય ચાલી નીકળ્યો છું તારી તે તરફ
આજે આ ગોળમટોળ પૃથ્વીને
આપણા ફિક્કા અંગૂઠા ઝૂકેલી પાંપણોની સાક્ષીએ
ખોતરશે
અથવા
હળવી ઠેસે ગબડાવી મૂકશે
આપણા સૌરમંડળમાંથી...

—સપ્ટેમ્બર '૭૮

# બે કાવ્યો

## પ્રશ્ન

### ૧

આકાશની ભૂરી ભૂરી છાતી ક્યાં ગઈ?
મારા અસ્તિત્વને વીંટળાઈ ગયેલો ઉષ્ણ અંધકાર
કેમ નથી જણાતો?
મારી તંદ્રિલ આંખોનાં રાતાં અજવાળાં
કોણે લૂંટી લીધાં?
મારા હાથ–પગમાં
ક્યારે ફૂટી નીકળ્યા રસ્તાઓ....કામો?
ક્યાં ગઈ મારા નાભિબિંદુ સાથે જોડાયેલી
કાચા મુલાયમ માંસની દોરી?
ક્યાં ગઈ?
હા, હું તમને પૂછું છું:
'હું ક્યાં છું?'
'અહીં મને કોણ લાવ્યું?'

—ઑક્ટોબર '૭૧

૨

જોઉં છું તો
ઉંબરો જ ન મળે ઘરને....
લો ! પાછા
મોર તો બેઠા ખભા પર
કાળામસ કાગડા થઈને...
ટેકરી તો હણહણે નહીં
ને ચાટે મને આખ્ખા શરીરે...
ઊડું
ગામમાં
ફળીમાં
ઘરમાં
પતંગિયાં પેઠમ....
શેરીઓ ટોળે વળે
કંપિત ટેરવાંઓમાં...
ગભરુ પગલી
કાળા હેતાળ હાથોમાં
પાંખો ફફડાવે !
ને અહીં હું
ફળામાં વચ્ચોવચ્ચ બેઠો બેઠો
'ઘર'નો ભીનો કકરો
અંધકાર સજાવ્યા કરું છું
ખભે ત્રાંસતો ક્યારનો....

—નવેમ્બર '૭૧

## ભૃગુ-કચ્છ

આજે ફરી
ઉન્નત ગ્રીવાની તામ્રનસોના નીલ પડછાયા પર સરતું
કલાન્ત અસંખ્યપાદ પુરાણપ્રાણી થોભે.
તેનાં અંગોપાંગો લુલું લુલું ધ્રૂજે.
તેના બગાસું ખાવા ખૂલેલાં જડબાં
સામેના બસસ્ટેન્ડ જેવાં લાગે.
તેની સંવનનશ્રમિત આંખો
પાનગલ્લાના ધેનાયેલા દીવાની જેમ
સિગારેટના સળગતાં ઠુંઠાંમાંથી નીકળતી
ધૂમિલ ક્ષણોને તાકે.
તેનાં જડબાં વિચિત્ર રીતે હાલ્યા કરે
તેના પ્રત્યેક હલનમાં
અમે શ્વેત દંતપંક્તિઓ દેખાઈ એ... અદૃશ્ય થઈ એ...
દેખાઈ એ... અદૃશ્ય થઈ એ...
તેની લપકતી રાખોડી જિહ્વામાંથી ઝર્યા કરે ચીકણું પ્રવાહી
ચીકણા પ્રવાહીમાં લપેટાતી
રેબઝેબ શેરડીગ્લાસ શી રજસ્વલા બસકન્યાઓ
સૂંઘે....ઘૂરકે...
તેનો વિલાસી દાંત-હું-તણખું
દંતક્ષત વેળા ઊતરી જઉં બીજા અનેક સાથે
એક બસકન્યાના ઉદરમાં
ખડખડ હસતું [illegible]
અમે અમળાઈએ ઉદરમાં
ચીસો સાંભળીએ
નીકળીએ નર્મદા રજસ્રૂરેખાને કિનારે
ત્યારે
વૃદ્ધ ભાર્ગવઆંખ શા સૂરજને
શુક્ર-વાર માટે સંતોષીમાની વારતા

સંભળાવતું સંભળાવતું
જનોઈ કાને ચઢાવી
અમને
ચાટે
ગાદીવાળા પંજામાં પકડે
પાછુ કરે...

—જાન્યુઆરી '૭૫

## માખી

અજવાયેલા અંધકારે
અજવાયેલા અંધકારમાં
તારી કાયામાં રહસ્ય ઘૂંટયું
ઘૂંટાયેલા રહસ્યની રોમાવલી
ફૂટી તારા શરીરે
ને
ષોડશીના ઉરોજ શા
ઊંચકાયાં તારાં રહસ્યો.

એક રાતે
દીવો હોલવાતા
મેઘધનુષી પરીઓએ
યાચી તારી પારદર્શક પાંખો.

પારદર્શક પાંખો
પરોઢ ફૂટયે
મેં જોઈ મેઘધનુરંજિત
તે દિવસે
હે અસૂર્યા !
ઊગતા સૂર્યે તારી પાંખો પર
આંગળી ફેરવી
ને
તારામાંથી ઊઠ્યો સ્વપ્નિલતાનો ફુવારો
બાળપણમાં અનેક વાર તારું મસ્તક જોયુ
ને
કંપી ઊઠયો.
આજે તારું મસ્તક—
ઉપસેલી કથ્થાઈ અભિજ્ઞા શી આંખો
વચ્ચે
મૃગજળ શી ચળકતી બે કમાનો
તેનાથી ઘેરાયેલ શ્યામલ રેખા પર બે સ્પર્શસૂત્રો

મને– એક પુરુષને–
કશીક અવાચક વેદનાનું પ્રતીક ભાસે.

તારી પ્રકંપિત સૂંઢ લંબાવી તું
આગલાં બે ચરણોથી પકડીને
મધુકણિકાથી બહુરૂપા પૃથ્વીને ભીંજવે છે
તેનાં રસ–ગંધ તાગે છે
એ સંચિત થાય છે
તારી પારદર્શક પાંખો
જેને ઢાંકીને પ્રગટ કરે છે તે
મધુબિંદુ શા તારા પાર્શ્વાંગમાં
ને
અનાદિ અંધકારમાં ડૂબેલા
અજન્મા સેંકડો સૂર્યોના તેજથી
હિરણ્યગર્ભા તારું રહસ્ય તગતગે છે
હે ચંચલા !
તારી બે પાંખો અને છ ચરણો થરકવા લાગે ત્યારે
આકાશ ફળવતી શાખા શું
ઘરના છાપરા લગોલગ ઝૂકે...
પૃથ્વી નારંગી શી
ઉંબરા બહાર ઉપસે...
ને છતાં હું જાણું છું કે તું તો....

—સપ્ટેમ્બર '૭૫

## સમય

સામેના ઘેઘૂર લીમડામાં લૂમઝૂમ ઝૂલતી લીંબોળી જેવો
લીલુંપીળું ચમકતો સમય
લોબીમાં
પીળોપચ
ફદફદી ગયેલા ફળ જેવો
ફરશ પર પડ્યો પડ્યો હાંફે...
ક્લાસરૂમમાં

ભૂખરા અલસ સર્પ શો
મારી નિરીક્ષણશ્રમિત પાંપણો પર
ગૂંચળું વળી બેસે....

પરીક્ષાર્થી સ્ટીલની નોક પર
ઘડીક સળવળે...ઘડીક તૂટે...ઘડીક કાંઠા તોડતો ધસમસે...

એના ભૂરાં ભૂરાં નીરમાં
ઓગળું....

પરીક્ષાર્થી શતધામાં
કાદવિયા પ્રદેશમાં વહેતા જળ શો વહે
અલસ...મંથર...

બેંચ પર કે કાપલીમાં
ખાંડના વેરાયેલા રજકણ શો
અજીઠો થાય
ને

પ્લાસ્ટિકના પેચાળા ઢાંકણ જેવી મારી ઉપસ્થિતિ
ઘવાય...

મુઠ્ઠીમાં પકડેલી રેતી જેવો
મેઈન સપ્લિમેન્ટરી સાથે બંધાતો
સમય

બારણા પાછળ સરકી ગયેલા બેરિંગની
પૂછડી જેવો ગણાય...
અને હવે તો એ

હોલવાયેલી દિવાસળી જેવા મારી સામે
પરીક્ષાખંડમાં
કરજણ પરથી
ઝાડીઓ વીંધતો
બ્રિસ્ટોલ રેપરની ચાંદીની ચીંદરડી જેવું
ચળકયા જ કરે છે...બસ ચળકયા જ કરે છે...

૬-૧૦-૭૬ – ૧-૧૧-૭૬

## પરીક્ષાખંડમાં

નિરીક્ષકના
બગાસું ખાવા પ્હોળા થયેલા મોં જેવો
આ પરીક્ષાખંડ

નિરીક્ષકના
પ્હોળા થયેલા મોંમાં દેખાતાં જડબાં જેવી
ડાઘેલ બેંચ રો પર
પલળીને પોચા પડી ગયેલા સોપારીના કકડા જેવા
બે-પાંચ પરીક્ષાર્થીઓ

નિરીક્ષકની
અવરોધતી આંતરતી ડલ આંખો જેવી
આ સળિયાજડી બારી

નિરીક્ષકના
અનુચ્ચારિત સુપથ્ય ઉપદેશવચનો જેવા
પરીક્ષાખંડની ધોળેલી પ્લાસ્ટરિયા દીવાલોના
દાબેલા હોઠો પર
સુભાષિત શુકપાઠો

શિક્ષકમાંથી નિરીક્ષકમાં
ને
વિદ્યાર્થીમાંથી પરીક્ષાર્થીમાં પલટાયેલા
શિક્ષક-વિદ્યાર્થીના (ગુરૂશિષ્યના)
પેનની નોક પર સૂકાઈ ગયેલી શાહી જેવા
સંબંધો

નિરીક્ષકના
અંગાગેથી ધૂમાતો
ખંડની એકેએક બેંચ તળેથી ઉભરાતો કોલાહલે ભર્યો
અલસ કર્બુર આ સૂનકાર
બધે વીંટળાઈ વળે ને ગ્રસે

તાં હામે
કપા'ના ઉગરી ગયા ખેતરામાંથી

ડમરીની સૈયર શી
શામળી શામળી છોરી તડકેમઢી
કણસાંઠીનો ભારો માથે લઈ ને ચાલી જાય
રે ! એની ઓઢણી લાલમલાલ
તે અહીં ઓરડે આ લહેરાય...!

૧૨-૪-૬૦.

## કેલેન્ડરસુન્દરી, હું અને રાવજી પટેલ

કઈ અભાગી ક્ષણે ગુલાબબાગમાં તું હસી ?
—ને કેમેરાસ્વીચ ચંપાઈ ગૈ તારા ભોળા વદન પર

તું મારી સામે આવે
ને આવું (બરાબ્બર આવું) હસી શકે ખરી ?
તને કેટલીય લોલુપ નજરોએ
નેત્રચુંબન કર્યાં હશે....

તારા સમથળ ટેકરી જેવા સ્તનની અભિવ્યક્તિ કરતું
તેં પકડેલું ગુલાબ
મારી આંખોમાં છવાઈ જાય છે...

તારો પીળચટ્ટો પહોળો પાલવ
જાણે છાતીએ વીંટી દઉં !
પણ પણછ જેવા ખેંચાયેલા તારા હસતા હોઠ
તું જ કહે
બીમાર બિછાનામાં હું ક્યાં સંતાડું ?

કેલેન્ડરસુંદરી !
તું રાવજીને ઓળખે છે ?
આજે મારી જીભ પર એ ચઢી બેઠો છે....

તમે બન્નેવ કેવા કેવા લાગો છે ?
પણ
પણ
કઈ અભાગી ક્ષણોએ કેદી કરી લીધો
તારો, મારો, રાવજીનો વિકસતો ચ્હેરો ?
હેં ?
હેં ?

— ઑકટોબર '૭૧

શબ્દ
કાંકરો બની ગયો છે
અને
હૃદયના તળિયે જઈને બેઠો છે
જીભ
ખેડેલી ધરતી નથી રહી
ડામરની સડક
બની ગઈ છે.

હા,
ક્યારેક વાદળો
વરસે છે ખરાં....
પણ ત્યારે
જીભ
ડામરત્વચા ઓઢી લે છે
એટલે
બધું ભીનું ભીનું તો થાય છે
કશીક ફોરમ પણ આવે છે બધેબધથી
પણ....

આમ તો
હોઠ પણ ખીલેલા જ રહે છે
ફ્લાવરવાઝનાં પ્લાસ્ટિક ફૂલોની જેમ બારે માસ
પણ...

ગમે તેમ
પણ
શબ્દ જ્યારથી
કાંકરો બની ગયો છે
ત્યારથી
કશુંક ભારે ભારે લાગ્યા કરે છે....

—માર્ચ '૭૮

## ત્રણ કાવ્યો

૧

દેશ આખામાં
દીવાલોએ ક્રાન્તિની વાતો કરવા માંડી ત્યારે
અમે નીચલા મધ્યમ વર્ગના શિક્ષિત લોકો
આભા થઈ ગયા.
અમે અમારી ચ ર આંગળ ઊંચી નોકરી
અને બાર આંગળ ઊંચા મોભ્ભા માટે તો
જીવતા હતા.
એક દિવસ તમામ પેપરોમાં સમાચાર આવ્યા
(અમે તો પહેલા એને જા.xખ. જ સમજેલા) :
'જરૂર છે રૂઢિજડ, સામંતશાહી ખ્યાલોવાળી આમ જનતાને
ક્રાન્તિના પાઠો ભણાવી શકે તેવા ક્રાન્તિકારીઓની.'
કેટલાક તૈયાર જ હતા :
        જરૂર પ્રમાણે મૂછ કાપી થોડાક સેવકો થયા.
        જરૂર પ્રમાણે મૂછ ચોંટાડી થોડાક ક્રાન્તિવીરો થયા.
        જરૂર પ્રમાણે અંગૂઠો ખરીદીને થોડાક લેખકો થયા.
        જરૂર પ્રમાણે મસ્તક વેચીને થોડાક પ્રદર્શકો થયા.
અમે આ બધું
અમારાં ઘરોની તિરાડોમાંથી જોયા કર્યું,
આખરે
ક્રાન્તિને પોસ્ટરોની જરૂર પડી
તેઓએ ક્રાન્તિનું વાહન થવા અમને ઉશ્કેર્યાં.
અમે ઘરોના ખૂણાઓમાં સંતાઈ ગયા.
પરંતુ તેઓએ
ઉખડેલા ચૂનાળા ને હિંચકાના કડાંવાળા
અમારાં ઘરો શોધી કાઢ્યાં.
બારણાબહાર ઊભા રહી તેમણે અમને
ક્રાન્તિવિરોધી જાહેર કરવાની ચેતવણી આપી.
અમે આજીજી કરી :
'અમને પોસ્ટરો કે બીજું કશું પણ બનવા સામે
શો સૈદ્ધાન્તિક વાંધો હોઈ શકે ?
પણ

ઘરમાં રહેવા ટેવાયેલા અમે ખુલ્લી જગ્યામાં રહી શકીશું નહીં.
વળી
અંધારામાં રહેવા ટેવાયેલા અમે ખુલ્લી જગ્યામાં રહી શકીશું નહીં.
આપસમાં ગુસપુસ કરી એકાએક તેમણે
તેમના નખોથી અમારા કપાળ પર 'પેટી બુર્ઝવા' કોતર્યું
પછી તેમણે ક્રાન્તિના નારા લગાવ્યા.
બપ્પોર તપ્પોર અધરાત મધરાત પણ નારાઓ ચાલુ જ છે બસ
રૂઢ ખ્યાલોનાં ઇંડાં તેમણે ફોડી નાખ્યાં છે
ખરક પડેલી મરઘી જેવા બાવરા બાવરા અમે દોડીએ છીએ
અમારા સોળમાં વર્ષ તરફ...

—સપ્ટેમ્બર '૭૫
(ઇમરજન્સી)

૨

(હું પણ) તેના બગાસામાં વિશ્વરૂપ દર્શન કરતો'તો (હું પણ) તેના નાક પરની માખ અદ્ધર શ્વાસે જોયા કરતો'તો (હું પણ) છાતી પર નૈ જોઈએ જનતંત્રવિરોધી વાળ—એમ બોલતો'તો (હું પણ) દેશને બચાવવા મારી મૂછ તેના સંરક્ષણનિધિમાં દઈ દેતો'તો

છતાં પાંપણો વિનાના હોઠો વિનાના ટેકરીઓ વિનાના લાબાઅમ્બા નખોવાળા શિખંડી જેવા લાગતા તેણે મારા લિંગને ઝાંઝરું બાંધવા માંડયું ત્યારે મારી જાણ બહાર જ સળવળી ઊઠેલા જવરાક્રાન્ત ધગધગતા મારા બંને હાથ તેણે શિયાવિયા થઈ ગયેલા મારા મોંઢામાં ખોસી દીધા

હવે ચોવીસને ઉંબરે પેટમાં ઊતરી ગયેલા હાથથી ભીડાતો ભંગાતો ઝાંઝરાની એક ઘૂઘરીની જેમ ખખડતો ખનકતો હે મારા દેશવાસીઓ! કોની સાથે કેવી રીતે પચ્ચીસમામાં પ્રવેશું તે પણ કૃપા કરી ફરી એક વાર સમજાવોને?

—ઑક્ટોબર '૭૪

## ૬
## ગરોળી

મકુ

અમાર રાખેળી ધલોળીની ત વાત જ હું' ક'ઉં તમને !
અમને ત ચોવીએ કલાકનો એન વિહામો.
અમને ત કંઈ મજા પળે કંઈ મજા પળે
પોચી પોચી ટા'ળી ટા'ળી ગાદી તરે
ગાવાની–ના'વાની–અ'રવાની–(જા'રે) ફરવાની!
અમાર પર તો એ'વી એ ઓ'જ ખુશ !
પણ કોન્જાણે કેમ
કા'રેક આ'વી લાગલી જ અ'ળી મેલે
ને પાછી પલકાર મારતામ તો થીર !
પણ તાં'ત અમ બધ્ધાયના જીવ તાળવે.
અમે ત જાં' ઓ'ઈ તાં' ચોંટી જ જ'ઈ!
તે અમારમાં'ઈ કેટલાક બઉ ડા'યા
તે વળી એક ફેરા ઉગમણી પા ગેયલા
ને પાછા આઈવા તેવા અફ્ફા ઉરાળી મેલી :
"આધ્ધે....ઓ'જ આધ્ધે...એક જીવળું છે લાલમલાલ
એ'ન જુએ ન અમાર આ'વીઆ
એ'ન ભૂળી ભૂળી નેહને એવી ત ફૂલવે એવી ત ફૂલવે
એ'ન ગલાબી જી'ભને એવી ત લપકાવે એવી ત લપકાવે કે
આપણે ત ઠરીં જ જ'ઈ!"
તે આજ હાં'જે ગોપગલે મીટીંગ ભરવાનું છ અમાર ધલોળીપોરતું લોક
તે હેં લૈ સા'બ! મારી ત અળધી વીતી આ'વીઆન તળે
તે ઉં ની જાણું કે
અમારે આ'વીઆત છે અ'જરા અ'જૂર જગદમ્બા
એન પોતાન માટે કરીન અમને આટલા બધાવને
ઉપાધિમ મેલવા જે'ઉ ત એ કરે જ નંઈને !
ઓ' ઓ' ત એ જીવળુ આપણો જ રેપુ એ.હે

બા'ર માનો ત નવે નોરતાં માનો
પણ હા'ચું પૂછો ન લે સા'બ તો આપણુને ત એવું એ પે'લેથી જ
ગ'પું લાઈગું છ
— તે તમને ?

—સપ્ટેમ્બર ૭૫'
(ઇમરજન્સી)

| પેજ નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૭ | બપોરટાચે | બપોર ટાચે |
| ૧૬ | ૬ | અંધારાં– | અંધારાં આ |
| ૨૧ | ૧ | બક ઊડે | બક ઊડે |
| ૨૧ | ૪ | ઊડે ઊડે | ઊડે ઊડે |
| ૫૧ | ૧૫ | સમૂઢ | સંમૂઢ |
| ૫૩ | ૨ | ઉપડી | ઉખડી |
| ૬૫ | ૬ | પાછુ કરે | પાછું ફરે |
| ૬૮ | ૨૮ | પૂછડી જેવી ગણાય | પૂછડી જેવી જણાય |
| ૭૨ | ૨૧ | કેદી | કેદ |

